## પ્રસ્તાવના.

આ લઘુ પુસ્તક મેં મારી અલ્પ બુદ્ધિથી રચ્યું છે આ મારો પ્રથમ ઉદ્યોગ છે, માટે એમાં ભૂલનો હશેજ ને સજ્જનો સુધારીને વાંચશો એજ મારી અરજ છે.

આ લઘુ પુસ્તક વાંચીને જે સજ્જન સુધારવાની તસ્દી લેશે તેનો હું મોટો આભાર માનીશ.

નર્મદાપુરી ભવાનીપુરી.

# સંસ્થાન રાજપીપળાના વિષે

गंगा स्वरूप बा साहेब श्री नंदकुंवरबा

साहेब संस्थान राजपीपळा.

मुक्काम. नांदोद.

આપ સાહેબ નવા નવા પુસ્તકો ઉપર અત્યંત પ્યાર રાખો છો, માટે આ લઘુ પુસ્તક હું આપ સાહેબને અર્પણ કરૂં છું તે માન્ય કરશોજી.

હું છું આપનો આજ્ઞા ધારક સેવક

નરમદાપુરી ભવાનીપુરી.

# ગદ્ય તથા પદ્ય.



લખવાને દલગીરી ઉપજે છે કે, સંસ્થાન રાજપીપળાના કૈલાસ વાસી મહારાજા શ્રી વૈરીસાલજી મહારાજના બાયજી સાહેબ શ્રી માહાકુંવર બા સંવત ૧૯૩૦ ના ભાદરવા શુદ ૧૩ વાર બુધને દિવસે બપોરના અગીયાર વાગતા દેવ લોક થયાં છે, એ મોટી દલગીરીની વાત થઇ છે. એમનો જન્મ સંવત ૧૯૦૯ ના તથા આષાડદિ સંવત ૧૯૧૦ ના ચૈત્ર સુદ ૧૧ ને દિવસે થયો હતો. એટલે પોતે એકવીસ વર્ષને પાંચ માસની વચે દેહ મુકી છે. એમનું લગ્ન ધરમપુરના રાજાજી નારાયણ દેવજીના પુત્ર ધરમ દેવજી સાથે સંવત ૧૯૨૦ ના વૈશાખ શુદ ૨ ને દિવસે થયું હતું. વળી ઘણા રજવાડા છે તેમાં જોઇએ તો સઘળા રાજાઓ ને ત્યાં હીરા, મોતી, માણેક વીગેરે તો પુશ્કળ હશે પણ કોહીનૂર એકાએક કોઇ રાજાને ત્યાં હશે નહીં તેમજ ધરમપુરનું રાજ નાનું, એટલે ત્યાં તો કયાંથીજ હોય માટે ત્યાં કોહીનૂરની ખોટ હતી

તે નાંદોદના કૈલાસ વાસી મહારાજા શ્રી એ કોહીનૂર રૂ-
પી મહા કુંવર બા આપીને ખોટ પુરી પાડી હતી એમ
કહીએ તો ચાલે.

## દુહા.

કોહી નૂર રૂપે હતાં મહાકુંવરબા જેહ;
પરલોકે પલમાં ગયાં આ દુનિયાથી તેહ. ૧
એને કાળો કેરને કીધો જગ કરતાર;
મહાકોર બાને ગયે વહે અશ્રુની ધાર. ૨

મહા કુંવરબા ઘણા દયાળુ અને શાંત સ્વભાવનાં તથા થોડી ઘણી વિદ્યામાં કુશળ હતાં, અને નવા પુસ્તકો ઉપર ઘણો પ્યાર રાખતાં હતાં. જ્યારે સંવત ૧૯૩૦ ના માગશર શુદ ૯ ને દિવસે એમના બેન શ્રી ચંદ્રકુંવરબાના લગ્ન થયાં હતાં, ત્યારે પોતે ધર્મપૂરથી નાંદોદ પધાર્યાં હતાં. ત્યાં તે સમયે એમણે મોટા હર્ષથી વિદ્વાનોની મોટી સભા કરી હતી અને તેઓની વિદ્વત્તા પ્રમાણે તેમને ઇનામ આપ્યાં હતાં. અરેરે !!! એમના મૃત્યુની ખબર જયારે તે લોકોએ સાંભળી હશે ત્યારે તેમને કેટલો ખેદ ઉત્પન્ન થયો હશે; તે કળી શકાતું નથી.

વેરીસાલજી મહારાજને પાંચ રાણીઓ હતી તેમાં

ચારનું તો મર્ણ થયું છે અને પાંચમાં રાણી હાલમાં નંદકુંવરબા આરોગ્ય છે. તેમને ચંદ્રકુંવર બા નામે કુંવરી છે. હાલમાં તે વિદ્યાભ્યાસ કરે છે. પરમેશ્વર પાસે મારી એજ અરજછે કે ચંદ્રકુંવરબાને સદા સુખી રાખો તથા એમનો અખંડ સૌભાગ્ય રહો.

મ્હા. કુંવરબાનું ખરે, મર્ણ દશ આ વાર;
આણઘટતું તે મોકલી, કર્યોજ હાહાકાર. ૧
સંવત ઓગણીસે અને, ત્રીશ તણીજે સાલ;
ભાદરવા શુદ તેરસે, આવ્યો ભુંડો કાળ. ૨
આવીને તે તો ગયો, કરીજ કાળો કેર;
પેલા ભવનું જે હતું, તે પુરૂં કરી વેર. ૩
મ્હારાજા ગંભિરસિંહ, સુણી વાત જે વાર;
બેની બેની મુખ જપે, આંખે અશ્રુધાર. ૪
રૂવે રાયજી આપ ને, રૂવે નગરના લોક;
બેનીના મરવાથકી, રાયે ધર્યોજ શોક.

## ભાદરવા માસને ઠપકો.

મનહર છંદ.

અરે ભાઇ ભાદરવા તું તો ભુંડો દિસે અતિ,
જ્યારે આવે ત્યારે તું તો કાળનેજ લાવતો.

ચોવીશમાં આવ્યો ત્યારે ભૂપતિ ને ગયો હરિ,
ત્રીશમાં તું આવ્યો પાછો હમને દબાવતો,
દબાવી કરીને તેં તો તારૂં ધાર્યું કામ,
મહાકોરબાને મારી થયો તું અભાવતો,
જો તું થતો હોત કેદ તો તને કરત કેદ,
ધાર્યું રૂડું રત્ન તેને ચાલિયો તું ચાવતો, ૧

લલિત વૃત્ત.

અરર હે પ્રભુ, દીલને વિષે;
પ્રગટ તેં કરી, હોળી તો દિસે,
ફુલ ગુલાબનું ખીલતું હરી,
અરર હાયરે, કયાં ગયું ખરી. ૧.
વખત બા તણું, પુષ્પ તે હતું;
અતિજ ફુટડું, નેજ શોભતું,
સુઘડતા હતી, જેહમાં ભરી,
અરર હાયરે, કયાં ગયું ખરી. ૨
મધુર વાણિને, કંઠ કોકિલા;
ભ્રમર જેહના, ખૂબતો ખિલા,
ઘણિ ચતુરતા, તો હતી ધરી,
અરર હાયરે, કયાં ગયું ખરી. ૩

ભગિનિ ચંદ્રબા,   આપને રૂએ;
નિરખિને છબી,   તે પછી રૂએ,
ફુલ હતું ભલું,   જોડિ માહરી,
અરર હાયરે,   કયાં ગયું ખરી.   ૪
તમે તણે રૂએ,   નંદુ માયરે,
વળિ રૂએ ખરે,   રૂપબાયરે,
નહિ મળે કહે,   ફુલએ ફરી,
અરર હાયરે,   કયાં ગયું ખરી.   ૫
અતિજ મેહેનતે,   તેં પ્રભુ ઘડયું;
વરસ બાવીમાં,   તે ખરી પડયું,
વહિ ગઇ કરી,   સર્વ ચાકરી,
અરર હાયરે,   કયાં ગયું ખરી.   ૬

## છંદ ભુંજગી.

### માતાનો વિલાપ.

કરી ચાકરી સર્વ મારી વહીરે
હવે બેટિ તું કયાં જઇ તે રહીરે
ઘરેણા ઘણા ને અતી વસ્ત્ર તારા
અરે કોણ પેરે કરીનેજ પ્યારા.   ૧
સુતા સેજ નીદ્રા મને નાજ આવે

રૂંધુ અન્ન તારા વિના નાજ ભાવે
રડીને ગુજારૂં અરે દીન મારા
ધરૂં આશ હું દેખવા નેણ તારા. ૨
અરે હે પ્રભૂ તેં ઘણું દુઃખ દીધું
ભલું પુષ્પ તે ખીલતું તોડિ લીધું
વિચારી નહી તેં ઉરે તો દયારે
કહાં સુખના દિન મારા ગયારે. ૩

# चंद्रकुंवरबाना विलापना बारमास.

## ગરબો.

સખી પડવે તે પંથે ચાલ્યારે, મહાવંનના તે મારગ આલ્યારે ( એરાગ ).

સખી ભુંડો ભાદરવો આવ્યોરે
મારી બેનીના શત્રુને લાવ્યોરે
માટે કાળા મોનો એતો કાવ્યો
પાપિ પિટયો ભાદરવો કયાંથી આવ્યોરે. ૧
સખિ આશો તો આવ્યો શોકીરે
આણુ બેનીને કેમ ન રોકીરે
જાતી વેળા જરાના ટોકી

પાપિ પિટયો ભાદરવો કયાંથી આવ્યોરે. ૨

સખિ કાર્તિકે બેઠું વર્ષરે
સઉ કોઇને મંન તો હર્ષરે
મારી બેની વીના સુનુ વર્ષ
પાપિ પિટયો ભાદરવો કયાંથી આવ્યોરે. ૩

સખિ માર્ગશીરતો આવ્યોરે
*ગયે વર્ષે બેનીને એ લાવ્યોરે
આ વર્ષે તો પુરો રીસાવ્યો
પાપિ પિટયો ભાદરવો કયાંથી આવ્યોરે. ૪

સખિ પોષ તો લાવ્યો ટાઢરે
મારી બેનીના કુંજસે હાડરે
માટે પોષ સાથે મારે રાડ
પાપિ પિટયો ભાદરવો કયાંથી આવ્યોરે. ૫

સખિ માહ માસે શીવરાતરે
મારા મનમાં તો ઉતપાતરે
તેથી સુજે ન એકે વાત
પાપિ પિટયો ભાદરવો કયાંથી આવ્યોરે. ૬

---

* ગયા માગસર માસમાં એમના બેન શ્રી ચંદ્રકુંવર બાના લગ્ન હતા ત્યારે ધર્મપૂર શ્રી નાંદોદ આવ્યાં હતાં.

સખિ ફાગણે ખેલે ફાગરે
લોકો કરી રહ્યા રંગ રાગરે
મારે બેનીનું દુઃખ અથાગ
પાપિ પિટચો ભાદરવો કયાંથી આવ્યોરે. ૭
સખિ ચૈતરે નિર્મળ રાતરે
બેઠી હું અને મારી માતરે
કરૂં મારી બેનીની વાત
પાપિ પિટચો ભાદરવો કયાંથી આવ્યોરે. ૮
સખિ વૈશાકે પાકી કેરીરે
ખાયે સૌ મરદાને મેરીરે
મને કેરી તો લાગે ઝેરી
પાપિ પિટચો ભાદરવો કયાંથી આવ્યોરે. ૯
સખિ જેઠે તો આવ્યો મેહરે
મારી બેનીનો સાંભરી સ્નેહરે
દાવા નળ લાગ્યો મારી દેહ
પાપિ પિટચો ભાદરવો કયાંથી આવ્યોરે. ૧૦
સખિ અષાડે મેઘને માગેરે
બેસી દર્દુરા મોટે રાગેરે
મને બેનીના પડઘા વાગે

.નટયો ભાદરવો કયાંથી આવ્યોરે. ૧૧
સખિ શ્રાવણને કહું તારીરે
દેખાડવાને બલીહારીરે
કેમ લાવ્યો ન બેની મારી
પાપિ પિટયો ભાદરવો કયાંથી આવ્યોરે. ૧૨
નર્મદાપુરી એ વિચારીરે
કહ્યા માસ બારે ઉરધારીરે
હેતે ગાજો સૌ નરનારી
પાપિ પિટયો ભાદરવો કયાંથી આવ્યોરે ૧૩

## દુહા.

માણસ ધારે મન વિશે તેતો મિથ્યા થાય;
જયમ કીડી કણ સંઘરે તીતર આવી ખાય. ૧
મહાકુંવરબાનું જુઓ કોણ જાણતું મર્ણ;
કયાંથી આવ્યું કયાં ગયું કરી તેમનું હર્ણ. ૨
આ દુનીયામાં આપણું ધાર્યું જો કદી થાત;
તો નરમદપુરી કહે મહાકુંવર શિદ જાત. ૩
સૂરત પાસે સોભતુ જે છે કતારગામ;
મૂળવિદ્યા ગુરૂવસે નામે જે જયરામ. ૪

તે ગુરૂ એ મુજ ઉપરે   રાખીને અ..
પિંગળ પાઠ પઢાવીયો   ક્યાં ભૂલું આભા.
વિનતી મારી એકતું   સુણજે જગદાધાર;
વૃદ્ધિ કરી પગારની   દેજે અલબત સાર.   ૬
કર ગંગા તટ ઉપરે   નંદ પુર શોહાય;
નરમદપુરી તો રહે   તેજ ગામની માંય.   ૭




